


ધર્મનાં ગૂઢ રહસ્યો સરળતાથી સમજવામાં કલા વિશેષ સાધન નીવડી છે. તેથી પ્રાચીન ભારતમાં કલાનો સમાશ્રય લઈ ધર્મો અને સંપ્રદાયોએ પોતાનું સ્થાન લોકહૃદયમાં સ્થાપ્યું હતું અને તેથી જ કલાનો વિકાસ અને નિર્વાહ, નિર્બંધ અને વ્યાપક બન્યો હતો.

પ્રાચીન કાળમાં ધાર્મિક ભાવનાઓનું ઉદ્દીપન કરવામાં અને તેનો સાક્ષાત્કાર અનુભવવામાં નૃત્યકળા હમેશાં પ્રધાનપદે રહી છે. ધર્મની સાથે ઓતપ્રોત થવાને કારણે જ નૃત્ય અને સંગીત પણ માનવીના આધ્યાત્મિક અનુભવો વ્યક્ત કરવા માટે યોજાયાં. પ્રાચીન ભારતમાં નૃત્ય મુખ્યત્વે ધાર્મિક ક્રિયા જ હતી. પુરાણોનાં લગભગ બધાં દેવદેવી ઉત્તમ નૃત્યકાર હતા. ઇન્દ્રના સ્વર્ગમાં પણ ઇન્દ્ર સ્વયં સમર્થ નૃત્યકાર છે. એની પરિચારિક અપ્સરાઓ પણ નર્તકીઓ છે અને એના સેવક કિન્નર અને ગન્ધર્વ પણ ઉત્તમ વાદ્યકાર અને ગાયક છે. ઇન્દ્રનું સ્વર્ગ નૃત્ય અને સંગીતની પરિષદ છે. મનુષ્યની ધાર્મિક અને પરમ મોક્ષની કલ્પનામાં પણ સુખ અને શાન્તિના પરમ ધામ સ્વર્ગમાં સુખોપભોગની મુખ્ય પ્રવૃત્તિ તો નૃત્ય અને સંગીત જ છે; એ જ બતાવે છે કે સંગીત અને નૃત્યનો મનુષ્યહૃદય પર કેટલો પ્રબળ પ્રભાવ છે.

ઇન્દ્રની પછી બીજા મહાન નૃત્યકાર છે શ્રી કૃષ્ણ. એમનાં રાસનૃત્ય અને વેણુવાદન દ્વારા વૃન્દાવનમાં મચેલા ઉત્પાતથી કોણ પરિચિત નથી? પ્રાચીન ધર્મના પ્રધાન દેવતા સર્વસમર્થ નૃત્યકાર અને સંગીતકાર છે. વીરચરિત કાવ્યમાં પણ નૃત્યકારોનો અભાવ નથી. મહાભારતના અધિનાયક શ્રી અર્જુન મહાન નૃત્યકાર હતા. આર્યોના આવવા પહેલાં આ દેશની મૂળ—આદિમ જાતિઓમાં શિવપૂજન પ્રચલિત હતું, અને તેમની ઇષ્ટ મૂર્તિ નટરાજ શિવની છે. તે સમયનાં તાંડવ નૃત્યો આજે પણ ભીલો વગેરે અન્ય જાતિમાં પ્રચલિત છે.

રામાયણના રાવણે તો તાંડવ દ્વારા શંકરને પ્રસન્ન કર્યા હતા. આજ પણ એની સંગીતપ્રિયતા બતાવવાનું વાદ્ય રાવણહથ્થો ગુજરાત–કાઠિયાવાડમાં જાણીતું છે. આપણાં મંદિરોની મૂર્તિઓ પણ નૃત્યપ્રતિમાઓ રૂપે જ વિરાજે છે. દેવપૂજન અને અર્ચનમાં નૃત્યનું સ્વરૂપ ધાત્મક તત્ત્વોથી ભરપૂર છે. તેથી જ પૂજા સમયે નૃત્ય ને સંગીતની પ્રથા પ્રચલિત હતી. દેવદાસીની પ્રથા આ વૃત્તિથી જન્મી હતી. હજી સુધી પણ અનેક મંદિરોમાં પૂજાને સમયે સંગીત સાથે નૃત્ય કરવાની પ્રથા પ્રચલિત છે. પ્રભુભક્તિના આવેશમાં ભક્ત પ્રાર્થના કરે છે અને પ્રભુપ્રેમમાં લીન બની આત્મા ને પરમાત્માના ઐક્યની સાધના કરે છે. ભક્તિના ઉલ્લાસથી પ્રેરિત ધાર્મિક નૃત્યોમાં બહુધા દેવદેવીઓના જીવનપ્રસંગોના આલેખ પણ આવે છે. શ્રી કૃષ્ણના કાલીયમર્દન, શંકરના ગજાસુરવધ તથા અન્ય દેવતાઓના જીવનના એવા જ રસમય અને ભવ્ય પ્રસંગો નૃત્ય દ્વારા દર્શાવવામાં આવે છે.

આજની રામલીલા, કથાકલી, ગરબા, રાસ આદિ એ વૃત્તિનાં લૌકિક અને પ્રાકૃત સ્વરૂપો છે. અનેક જંગલી અને અવિકસિત જાતિઓની ધાર્મિક ભાવનાઓ સમજવાનું એકમાત્ર સાધન તેમનું નૃત્ય છે. એમાં સૃષ્ટિના રહસ્યને તથા એમાં પરોક્ષ રહેવાવાળી મહાન શક્તિઓના ઐશ્વર્યને મૂર્ત રૂપ આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે. નૃત્યના ઉલ્લાસમાં આત્મવિસ્મૃત બનીને પરબ્રહ્મના અનિર્વચનીય આનંદની લહેરમાં લીન થઈ જવાના તથા આંતરિક અને બાહ્ય જગતનું તાદાત્મ્ય સાધી પરમ સુખનો અનુભવ પ્રાપ્ત કરવાનાં એ ભિન્ન ભિન્ન સાધન છે.

નૃત્યનો ઇતિહાસ જોતાં વિદિત થાય છે કે નૃત્યકલાનો જેટલો ઉપયોગ ધાર્મિક ભાવનાની અભિવ્યંજનામાં કરવામાં આવ્યો છે, એટલો જ અથવા એથી પણ અધિક પ્રેમભાવનાની અભિવ્યંજના માટે થયો છે. પ્રેમભાવના અથવા શૃંગારભાવના જ્યારે પોતાના યથાર્થ રૂપમાં પ્રકટ થાય છે ત્યારે અદ્ભુત લાવણ્ય, રસિકતા, નિઃસ્વાર્થતા અને કલામયતાને જન્મ આપે છે. રસોમાં શૃંગારરસ મુખ્ય છે. અને વિશ્વની સકલ ક્રિયાઓમાં પ્રથમ ઉપયોગી છે; અને એ રસસૃષ્ટિને માટે નૃત્ય એક સ્વાભાવિક અને નૈસર્ગિક પ્રવૃત્તિ બની ગએલ છે. મનુષ્ય અને મનુષ્યેતર પ્રાણિસૃષ્ટિની સમાગમ પહેલાંની લીલાવૃત્તિ એનું જ પરિણામ છે. ભક્તને ઇષ્ટનો સંયોગ કે સાક્ષાત્કાર નૃત્યની ઉન્માદપૂર્ણ અવસ્થામાં જ થાય છે. તુકારામ, નરસિંહ, મીરાં, સુરદાસ વગેરેએ નૃત્ય દ્વારા જ પ્રભુનું સાંનિધ્ય પ્રાપ્ત કર્યું હશે.

આ દૃષ્ટિ ખ્યાલમાં રાખીને આપણે આ સંપુટમાંનાં ચિત્રો અવલોકીએ.

ઘનઘોર વાદળ અને પવનની ઝડીઓ વરસાદનું આવાગમન સૂચવે છે. તેનો તાલ ઝીલી ત્રણ કન્યાઓ વર્ષાનું સ્વાગતગીત ગાતી આહ્વાન કરે છે. વર્ણન કરતાં ચિત્રનું વાતાવરણ જ પ્રસંગનો સારો ખ્યાલ આપે છે. કલાકારે ગ્રામ્ય દૃશ્યોના લાક્ષણિક ભાગોનો આમાં ઔચિત્યપૂર્વક ઉપયોગ કરી બતાવ્યો છે.

### (૨) મયૂરનૃત્ય

કોઈ દેવાલયના દ્વારપ્રદેશની વૃક્ષછાયામાં મોરની કળા ઊઘડતી જોઈ કલાપુત્રી કુમારિકા તેના ભાવો ઝીલી, હાથ પ્રસારી મોરપીંછના ભાવો ધરી મનોહર પદપંક્તિએ નૃત્યના તાલ કરી રહી છે. સુલલિત રેખાઓ માત્રથી દોરાએલા અંગોની સપ્રમાણતા, વસ્ત્રો પરની ભાત અને નૃત્યમાં પૂર્તિ કરતી વસ્ત્રોની ઘડીઓ તેમજ દૃશ્યરચનામાં સચવાએલું આર્ષ તત્ત્વ ચિત્રના વિશિષ્ટ ગુણો છે.

### (૩) ટીપણી

કાઠિયાવાડના લોકજીવનની સર્વ કલાઓમાં ગીતગૂંથી ટીપણી પાડવાની કલા વિશિષ્ટ સ્થાન ભોગવે છે. ભજન, દાંડિયારાસ ને રાસડા એ સર્વ ઉત્સવના રંજક પ્રકારો છે; પણ ટીપણીનાં તાલ અને ગીત મજૂરીનો શ્રમ હળવો કરી કાર્યમાં એક-તાનતા અને ઉત્સાહ પ્રેરે છે. પથ્થર કે ચૂનાના મકાનમાં ચૂનો પંપાયા ઈત્યાદિ સ્થળને ટીપણી ટીપવામાં આવે છે. એને પ્રાણો પાડવો, કૂવો કૂટવો, પાવડી નાખવી વગેરે નામોથી ઓળખવામાં આવે છે. શરણાઈ, ઢોલક અને ઝાંઝ સાથે જ્યારે એ ટીપણી પડે ત્યારે તો સમરાંગણે રણચંડીઓ હોય એવા જોમથી પાવડીઓ ઊપડતી જાય, કોઈ ભાંગી જાય ત્યારે નવી પાવડીઓ લેવાય. અને ગીતના હલકાર સાથે કોણ થાકે છે એ જોવાની હરીફાઈ જામે અને આખો લત્તો વીરરસથી રંગાઈ જાય. સોરઠમાં માંગરોળ પાસે આવેલા મગતુપુરની કોળણોની ટીપણી અદ્ભુત અને અદ્વિતીય ગણાય છે. મીઠો હલકભર્યો કંઠ, આકર્ષક અંગમરોડ, કલાભર્યું લોકનૃત્ય અને ભાવભર્યા લોકગીતોવાળી મગતુપુરની કોળણોની ટીપણી એક જીવતી કલા છે. ઢોલ અને ઝાંઝ વગાડનારને અંગેઅંગે તાલ અને સ્વરોની ઊર્મિઓ ઊઠે, અને રંગબેરંગી ચુંદડીઓના છેડા કમર પર વીંટાળી એકસરખી પાવડી પાડતી બાઈઓની મજૂરી સંગીતની મસ્તી અનુભવે એ અનેરૂં દૃશ્ય ચિત્રકલામાં પહેલી જ વાર ઉઠાવવાનું સદ્‌ભાગ્ય કનુ દેસાઈનું છે.

### (૪) રાસધૂન

રાસની જમાવટ થતાં વચ્ચે એવી પળ આવી જાય છે કે તાલ અને લયમાં નવો વેગ પ્રકટે છે. વગાડનાર, ગાનાર કે ફૂદડી કરનાર પોતાની સ્થિતિ ભૂલી ગતિ અને આવેગમાં ઘૂમતાં બની જાય છે અને સર્વના હાવભાવ તથા અંગમરોડમાં રાસનું વિવિધ લાલિત્ય અને મનોહર રેખાવલિઓ દેખા દે છે. આ ચિત્રમાં કનુ દેસાઈએ એવી કોઈ ક્ષણને પકડી તેનાં પાત્રોમાં રાસનો સમુલ્લાસ ઝળકાવ્યો છે. ઊઠતાં, બેસતાં, ફરતાં કે વાદ્યો બજાવતાં આ બધાં પાત્રો રાસની અનિવાર્ય ઝડપમાં ચડી ગયાં લાગે છે. તે દર્શાવનારી રેખાઓમાં અને તનમરોડમાં કલાકારે દાખવેલી સંસિદ્ધિ આપણી પ્રશંસા માગી લે છે.

### (૫) નરસિંહ–રાસદર્શન

કનુ દેસાઈ ગમે તે પાત્રને ચિત્રમાં નાયકપદ આપે, પણ વિધાનમાં તો બીજાં મનોહર અને લલિત પાત્રો આવી જ મળવાનાં. સંસારમાં અણઘડ ઠરેલ નરસિંહ મહેતાની મનોસૃષ્ટિ કેવાં તાલ-વાદ્ય અને સૌંદર્ય-મધમધાટથી ભરપૂર હતી, પોતાની પૂજા અને કલ્પનામાં તેણે દિનરાત ભજનોની કેવી ધૂન મચાવેલી રાખી હતી તેની કદર તેના માનસમાં પ્રવેશનાર ઈતર ભક્ત કે કવિ જ કરી શકે. કલાકારે પણ આ ચિત્રથી તેને ઉચિત અંજલિ આપી છે.

### (૬) બંસીનાલે

**શ્રી** કૃષ્ણની બંસી શું ગાઈ રહી હશે તે તો એકલી રાધા જ જાણી શકી હશે. કૃષ્ણ-બંસરીનું સજીવન સ્વરૂપ રાધાની નૃત્ય-મુદ્રામાં બતાવવામાં ચિત્રકારનો સંકેત જણાય છે. પ્રેમના સ્વરો ઝીલી રહેલી એ પ્રણયપાત્રી પર બંસીના સ્વરો વાટે કૃષ્ણ પોતાનું હૃદય વહાવી રહ્યા હશે તે પળે એનો રસાસ્વાદ અને ઉન્માદ કેવો જામ્યો હશે એ વાત કથાની મર્યાદાની બહાર છે.

### (૭) ઋતુનૃત્ય

**પૃ**થ્વીને બારે માસ આ રાસના વર્તુલ પરની શરદ, વસંત અને વર્ષાનાં દર્શન થયા કરે છે. માનીતા પૂર્ણિમાના ચંદ્રને શિરે ધારતી તુષાર ઢાળતી શરદ તેનાં શ્વેત વસ્ત્રોમાં શ્વેત પદ્મ ધરી રાસે ફરે છે. વસંત, રંગીન પુષ્પછડી ધરી તેનાં ઉજ્જ્વળાં વસ્ત્રોથી જગત પર પ્રકાશ અને આનંદ છાઈ દે છે. પૃથ્વીને લીલીછમ બનાવતી વર્ષાનું રૂપ શીતળ મનોહર ઉલ્લાસ પ્રેરે છે. મેઘધનુષ્ય નવસર્જનની આગાહી કરતું આકાશી પ્રચારક બની રહ્યું છે. ઋતુના રંગે અને રાસે માનવીનાં દિલ અને દેહ નવા અનુભવો, નવી ઊર્મિઓ અને નવા લ્હાવા પામે છે. એ ઋતુઓ પર રંગભરી કવિતાનું પાનું બનાવી કલાકારે તેની પ્રેરણાની નવી સેર ઉઘાડી છે.

### (૮) પ્રલયનૃત્ય

**માયાના** બંધથી આત્માને વિમુક્ત કરી આનંદમસ્તી જગવનાર સદાશિવ ભગવાનનું નૃત્ય પ્રલયકાળે થાય છે. એ કરાલ નૃત્ય નશ્વર અને ક્ષણભંગુરનો સંહાર કરે છે. ક્રિયાશીલ સ્વરૂપમાં જ શિવની સમાધિનું દર્શન થાય છે. બીજી કઈ રીતે તેનું દર્શન શક્ય છે? તેનું ત્રિશલ પણ પ્રજ્જ્વળી રહ્યું છે. જગતને વૈશ્વાનર ઘેરી વળ્યો છે એ વખતે આ અમર સ્વયંભૂને નૃત્યોન્માદ થયો છે. એમાં વિશ્વસમ્રાટપદનું ભાન છે. એના અંતરમાં તો સમાધાન છે. એના નૃત્યે અનંત વિશ્વો બ્રહ્માંડો રાસે રમી રહ્યાં છે; એના ડમરૂના નાદે દિવસ અને રાત્રિના પડછંદ પડે છે. આદ્ય સ્વરૂપ સદાશિવનું આવું નૃત્ય, સર્જન અને કલ્યાણની પ્રાથમિક રચના કરી જાય છે.



કીર્તિ · ઉદયન

ગૌરી · ઉમા

પિયૂષ · સુધાકર

શકુન્તલા · સૌદામિની · વસુમતિ

ને



## અનુક્રમણિકા






Printed by B. P. Rawat at Kumar Printery 1454 Raipur Ahmedabad & Published by Kanu Desai at Kumar Karyalaya Raipur Ahmedabad

